# અહુનવર ઉપર એક નાનો નિબંધ.

શાવકશા બમનજી દારૂખાનાવાલા,
ધી બેરામજી જીજીભાઇ પારસી ચેરીટી
ઇનસ્ટીટયુશનના શિક્ષક.

મુંબઇ.
''સાંજ વર્તમાન'' પ્રેસમાં છાપ્યું છે.

---

૧૯૧૦.

યથા અહુ-વઇર્યો અથા રતુશ અશાત ચીત
હચા, વંઘહેઉશ. દઝદા મનંઘહો શ્યઓથનનાંમ
અંઘહેઉશ મઝદાઇ, ક્ષથ્રેમચા અહુરાઇ આ
યિમ દ્રેગુબ્યો દદત વાસતારેમ.

# પ્રસ્તાવના.

ધર્મ તથા નીતિની બાબદનાં લખાણો વાંચવાનો શોખ હોવાથી હું કેટલાંક વરસો થયાં એવાં વાંચનોપર મારો ફુરસદનો વખત રોકતો હતો. તેમાં **Henry Drummond** નામના ખ્રીસ્તી લખનારના નાના **Addresses** ની વખાણ ઘણે મોઢે સાંભળી હતી. એ લખાણોની ખુબીઓ અનેક હતી. એક તો એ કે તેમાં કોઇ પણ ઘણી તકરારી બાબદ લેવામાં આવતી ન હતી. બીજી એ જે લખનાર એવી રીતે લખતો હતો કે તે વાંચતાં તમોને કદાચજ લાગે જે કોઇ ધર્મ કે નિતીનું લખાણ વાંચો છો પણ કોઇ **light reading** ની માફક ખુશીથી વાંચી જાઓ. છેલ્લાં, ચોપડીનું કોઇપણ પાનું ઉઘાડતાં આગલાં પાનાં નહી જોયાં હોય તે છતાં, કોઇપણ રસીલી બાબદ મળી આવતી અને નિતીનું શીક્ષણ ખુલ્લી રીતે

કોઇ વાએઝ કરતું હોય તેમ નહી આપતાં આડકતરી રીતે આપવામાં આવતું હતું. જ્યારે એ સઘળાં મેં વાંચ્યા ત્યારે કુદરતી રીતે મને વીચાર આવ્યો જે આપણા લોકોને માટે પણ આપણા ધર્મનાં એવાં લખાણો થાય તો કેવું સારૂં. હું પહેલાંથી જાણતો હતો કે જે બાબદો તેઓ ખાસ પોતાનીજ કરીને કહેતા હતા તે સઘળા ધર્મોમાં હતી અને આપણા ધર્મમાં તો જરૂરજ. આપણાં ધર્મ પુસ્તકો વાંચતાં એ બાબદ બોલેબોલ ખરી જણાઇ અને તેમ થતાં મેં એક નિબંધ લખવાનો શરૂ કર્યો; તેમાં મેં કુસ્તીના કલામોથી શરૂ કરતાં તે પુરા થાય તેટલામાં તેઓની સમજણ આપવામાં આપણા ધર્મની કેટલીક સાધારણ વહેવારૂ રાત–દીવસ કામની બાબદોનો સમાવેશ કરવાનો ઇરાદો રાખ્યો હતો. મુખ્ય કરીને 'અહુરમઝદ', 'અશેમ-વોહુ', 'અહુનવર' 'સરોશ', 'ગુનાહ' એવી બાબદોપર લખવા માંડયું. જણાવવાને દીલગીરી ઉપજે છે કે જોકે એ કામની શરૂઆત કરવાને ઘણો વખત થયો તે છતાં હું તે હજી પુરૂં કરી શકયો નથી. તેનાં કારણોમાં અહીઆં ઉતરવું ઠીક નહિ પડશે. ફકત એટલુંજ કહેવું બસ છે કે મારે એ કામ ઉપરાંત બીજું ઘણું કરવાનું

હતું. ત્યાર પછી મને સલાહ મળી કે જયારે સઘળું એકદમ પુરૂં નથી થઇ શકતું ત્યારે દરેક બાબદ જેમ તૈયાર થાય તેમ આપવી અને પહેલાં 'અહુનવર' અને 'અશેમવોહુ' પુરા કરવા. તે પ્રમાણે ચાલીને મેં મારી ધારેલી ચોપડીનો આ એક નાનો ભાગ બહાર પાડયો છે એમાં મારૂં પોતાનું થોડુંજ છે. જે કેટલીક નાની સારી વાતો મેં જુદે જુદે ઠેકાણે વાંચી હતી તેનો અહીઆં એક સીલસીલાબંધ સંગ્રહ કર્યો છે. એ લખવામાં મે બે મુખ્ય ઠરાવો પ્રમાણે અમલ કરવાની કોશેષ કરી હતી. પહેલાં બીજા ધર્મમાં એકાદ બાબદ જોઇ હોય તે આપણામાં પણ છે એવી રીતે તાણી તોડીને કંઇપણ દેખાડવા માગવું નહિ. બીજું, આપણા ધર્મનાં ફરમાનો, રેવાજ, રસમ વિષે બોલતાં એક પણ શબ્દ એવો નહી લખવો કે જે વાંચતાં સઉથી જુના વિચારના અને ધર્મચુસ્ત જરથોસ્તીને સહેજબી આંચકી લાગે. મરહુમ ડા૦ બહાદુરજીની character માંથી ફકરાઓ ચુંટી કાઢતાં મેં એક "Perfect character" draw કરવાની કોશેષ કરી છે, કે જે આપણા લોકોને તેમનાં છોકરાં સમજણનાં થાય ત્યારથી તે મોટી ઉમરનાં થાય

ત્યાંસુધી કામ લાગે. તેમાં મેં રાજદ્વારી અને તકરારી બાબતો લીધી નથી, જે વાત આશા રાખું છું જે આપણી કોમનું ભલું ઇચ્છનારા સઘળાને પસંદ આવશે. છેલ્લાં એટલુંજ કહેવાનું જે સારા લખનારાઓની નકલ કરતાં મારા બીનઅનુભવી હાથથી કંઇ ભુલચુક થઇ હોય તો તે પર રહેમની નજરથી જોવું.

**શાવકશા બમનજી દારૂખાનાવાળા.**

મુંબઇ, તા૦ ૪ થી એપ્રેલ, ૧૯૧૦.

# સાંકળિયું.

**યથા અહુ વઇરયો અથા રતુશ અષાત ચીત હચા, વંઘહેઉશ દજદા મંનઘહો ષયઓથનનાંમ અંઘહેઉશ મજદાઇ, ક્ષથ્રેમચા અહુરાઇ આ યિમ દ્રેગુબ્યો દદત વાસતારેમ.**

અશેમ વોહુના કલામની પછી તુરતજ આપણી અવસ્તાની ચોપડી ઉઘાડી કે એ કલામ આવે છે, અને પછી જીવતાંઓ માટે ભણાતાં કે ગુજરેલાંઓ માટે ભણાંતાં સઘળાં ભણતરોમાં એ બન્ને કલામો થોડે થોડે અંતરે આવે છે, જે ઉપરથી કહેવાય જે આપણો ધર્મ સઘળો અશેમ અને યથાનો બનેલો છે અને જો આપણા ધર્મમાંથી એ બે કલામો કાઢી નાંખો તો જેમ શરીરમાંથી જાન જતો રહે છે અને નકામું ખોખું રહે છે તેમ ધર્મ એક નામનું ખોખું રહી જાય. એથી સિધ્ધ થાય છે જે જે માણસ પોતામાં એ બે કલામો નહિ વસેલા હોવા છતાં પોતાને જરથોસ્તી કહે છે તે પોતે ઠગાય છે. એ ઉમદા કલામનો પુરો અર્થ અથવા સંપુરણ મતલબ પણ સમજાવવાનો હાલ કોઇ દાવો કરી શકતું નથી. એ કલામ જે અહુરમઝદ જણાવે છે જે તેણે આસમાન તથા

દુનિયા પેદા કીધાં તે આગમજ બનાવ્યો હતો તથા જે બરાબર સમજીને ભણવાનું સવાબ સો ગાથા ભણવા જેટલું તેનો પુરો અર્થ જાણવાને આપણે આજ કાલ નસીબવાન થઇએ એવું લાગતું નથી. અહીંઆ આપણા પુસ્તકોને આધારે એની મતલબ શું હોવી જોઇએ તે સમજાવવાની કોશેશ કરી છે. મરહુમ એરવદ કાંગા એનો ગુજરાતી તરજુમો કરી નીચે મુજબનો ખોલાસો કરે છે. "મુલકોની ઉપર સરદારી ભોગવનાર પાદશાહ અને દીનનો વડો પેશવા એ બેઉ એક સરખા દરજ્જાના છે. જેઓ આ દુનિયાંમાં અહુરમઝદને ખુશનુદ કરવાના કામો કરે છે તેઓ ગુજરવા બાદ બેહેસ્તની બક્ષેશ પામે છે. જે **શખ્સ આબરૂવાલા ગરીબ લાચારોની દયા ખાઇને પરવરશી કરે છે તે ગોયા અહુરમઝદને તમામ ખલ-કતના સાહેબ તરીકે ગણે છે."** એનો સાર એમ થઇ શકે કે જે કોઇ અહુરમઝદના ફરમાનોની હદમાં રહીને પોતાથી બનતું ભલુ કરે છે-પોતાને માટે, પોતાની નજદીક-નાઓને માટે ને દૂરનાઓને માટે તે પોતાને માટે જે સાથી ઉત્તમ તે બજા લાવે છે. આજ કાલ "રવાએત" એ બોલ સઘળાના સાંભળ્યામાં આવ્યો છે. એ રવાએતોમાં

જરથોસ્તીઓએ હિંદુસ્તાનમાં આવ્યા પછી પોતાના ધર્મ તથા રીવાજ રસમ વિષે ઇરાનથી પુછાવી મંગાવેલા ખુલાસાઓ સમાવ્યા છે. દારબ-હમજીઆરની રવાએતમાં અશેમ તથા યથાનો ખુલાસો વાંચશો તો નીચે મુજબના બોલો જોશો. થોડાજ શબ્દોમાં એઓની મતલબ સમજાવી છે પણ ખરા અર્થ ઉપર બરાબર નેમ તાંકી છે. **"દીનમાં એમ ફરમાવ્યું છે જે યથાઅહુવઇરયોમાં રાદી અથવા બક્ષેશની વાત છે યાને બક્ષેશ કીધાના સવાબનો મરતબો અને અશેમવોહુ મધે રાસ્તી બોલવાની વાત** છે. પ્રથમ રાદીનો અર્થ એ જે દીધું. એ બે ચીજ રાદી અને રાસ્તીથી બીજુ ફાઝેલ (વધારે સારૂં) કાંઇ નહિ માટે અગત્યનું છે જે એ બે ચીજનો અર્થ ખુબ સમજે." રવાએતમાંના એ ખુલાસાપરથી તથા ઉપર તાંકેલા ગુજરાતી તરજુમાના સારપરથી હવે ખુલ્લું જણાય છે જે જેમ અશેમવોહુમાં અશોઇની મતલબ છે તેમ અહુનવરમાં દયા પ્રીત અથવા પ્રેમભાવની છે કારણ કે હર કોઇ ચીજ આપવાનું કે બક્ષેશ કરવાનું કામ દીલમાં પ્રીતની લાગણીને આભારી છે. રવાએતમાં ઉપર કહેલો ખુલાસો આપ્યો છે પણ એ બે

ચીજો (જો એઓને કંઇ ચીજ કરીને કહી શકીએ તો) તે શું ? તે આપણામાં કેમ આવી શકે અને બીજું સઘળું એનાથી ઉતરતું કાંય તે વિષે કંઇ લખ્યું નથી માટે તે વાતો અહીંયા હાથ ધરવી જોઇએ.

દરેક માણસ ઉપર ખુદરતે એક બેવડી જોખમદારી નાંખેલી છે. પહેલાં તો તે પોતાને માટે જવાબદાર છે અને પછી કેટલેક દરજ્જે જે સઘળાં તેના સંબધમાં આવે છે તેઓને માટે. જે માણુસ પોતાની તરફજ સઘળું ખેંચતો આવે છે તે આખર સઘળી સારી ચીજોથી ખાલી રહેશે. આપણામાંના કોઇ એકના વગર દુનિયાં મજેહથી ચાલે પણ દુનિયાં વગર આપણને એક દહાડો પણ નહિ ચાલે. આપણા આત્મા તથા નિતીની ખીલવણીને માટે તથા શારીરીક અને બીજી અનેક સગવડો માટે તે સઘળું પુરૂં પાડે છે. એ કારણોને લીધે આપણાપર ચોકકસ ફરજો આવી પડે છે અને તે સઘળી બરાબર બજાવવી તેજ ધર્મ પાળેલો કહેવાય. એ કારણો ઉપરાંત બીજાં ઘણાં અગત્યનાં કારણોને માટે પણ આપણામાં એ ગુણની ખીલવણી થવી જોઇએ. આપણે આપણને માઝદીયસની જરથોસ્તી કહીએ છીએ અને તે પ્રમાણે રોજ એકરાર

કરીએ છીએ જે "જેવી રીતનાં પાણી, જેવી રીતના ઓરવર, જેવી રીતના સારી પેદાયશનાં ગોસ્પંદો છે, જેવી રીત ધરાવતો અહુરમઝદ છે જેણે આ દુનિયાં પેદા કીધી, જેવી રીતનો પેગમ્બર જરથોસ્ત હતો........વગેરે તેવીજ રીતનો તથા મહજબનો હું છું."

હવે સવાલ એ નીકલે છે જે અહુરમઝદ કઇ રીતનો છે એટલે તેના મુખ્ય ગુણો કયા? અહુરમઝદના કેટલાક ગુણો એવા છે જે આપણે આપણામાં લાવી શકીએ એટલે જેની નકલ કરી શકીએ. એવા ગુણોની અહીંયાં વાત છે. અહુરમઝદના મુખ્ય ગુણો અશોઇ અને પ્રીત છે એ વાત આપણો ધર્મ તેમજ સઘળા ધર્મો કબુલ રાખે છે. "તે જગત્પતિના તખ્તની સનમુખ ન્યાય અને દયા ઉભા રહેલાં છે. પરોપકાર બુદ્ધિ અને પ્રીતી તેના ચહેરાને સદા ઝલકાત આપે છે. જરથોસ્ત કહે છે "જ્યારથી તુંને અએ અહુરમઝદ મારી આંખમાં મેં રાખ્યો છે ત્યારથી હંમેશાં સર્વથી પહેલો, પાક મનશનીથી પરસ્તેશ કરવા લાયક, ભલાં મનનો પીતા, **રાસ્તીનું ખરૂં મુળ** તથા આએ દુનિયાંમાં તમામ કામો ઉપર સાહેબી ભોગવનાર તરીકે મેં તુંને ગણ્યો છે." (અહુનવદ ગાથા)

અને વળી અહુરમઝદ કહે છે " હું અશો નામવાલો છેઉં. હું ઘણોજ અશો નામવાલો છેઉં." (અહુરમઝદ યશત) તેના બીજા મુખ્ય ગુણની બાબદમાં જરથોસ્ત કહે છે "એ સર્વોતમ સૌથી સરસ પવિત્રાઇની મારફતે તું **સૌથી ઉત્તમ દોસ્ત** જે તમામ પેદાયશનો સાહેબ તેને ફરશોસ્તર નરને માટે તથા મારે માટે પ્યારથી હું તલબ કરૂંછું." (અહુનવદ ગાથા) તથા "હું ફાયદાભરેલો નામવાળો છેઉં. હું ઘણોજ ફાયદો કરનાર નામવાળો છેઉં." (અહુરમઝદ યશત). ઉપર કહેલા ફકરામાં આપણે જોયું કે જેવી રીતનો જરથોસ્ત હતો તેવીજ રીતનો હું છું" તે શું તે હવે આપણે જોઇયે. જરથોસ્તની જીંદગીના અહેવાલપરથી માલમ પડે છે જે સચ્ચાઇ શું હતી તે જાણવાને તે આતુર હતો તથા પ્રીત અને પ્રેમભાવથી તેનું દીલ ભરપુર હતું (Jackson). જ્યારે તે ઉમરે પુગેલો અને સમજણવાલો થયો ત્યારે પોતાની આસપાસ જોતાં તેને માલમ પડયું જે તેના હમદીનોની હાલત કાંઇ સારી હતી નંહિ. લોકો બુતપરસ્તી અને ખોટી વિદ્યા તરફ ઘસડાતાં હતાં તેથી તેણે પોતાના સુખને ભોગે વનવાસ કીધો અને ઘણી રંજ ખેંચીને જે અસલ

એક ખોદાને માનવાનો ધર્મ તે પાછો બરપા કીધો અને તેમાં કેટલાક એવા સુધારા વધારા કીધા કે તે પાછો તેના નામથી ચાલુ થયો. તેણે ધણી વાણીઆગીને માટે કહેલા નસીહતના સખુનો સઘળાંને લાગુ પડે **એવા** છે. "દીનદાર માણસોની મારફતે ભણેલા થઇને નેક મનશનીની જીંદગી મેળવજો તથા **અંતઃકરણથી એક બીજાને ચાહતા રહેજો** કે જેથી તમારો સંસાર સુખી થાય" (વહિસ્તો ઇસ્ત ગાથા). પ્રીત અથવા પ્રેમ તે શું એનો જવાબ જેમ બાજી કોઇ ચીજ તે શું તેનો જવાબ આપી શકીએ છીએ તેમ થોડા બોલોમાં આપી શકાતો નથી. પોતાથી અને એટલું પોતાની નજદીકના કે દૂરનાઓનું ભલું કરવાની ઇચ્છા, સઘળાં તરફ મિત્રાચારીની લાગણી, હર કોઇને ઉપયોગી થવાની કાળજી એને પ્રીત કહી શકાય. અથવા એક જણ કહે છે તેમ સદા વિચારતાં રહેવું કે મારે આ રસ્તેથી ફક્ત એકજવાર જવું છે, માટે મારાથી બની શકતું હર કોઇ સારૂં કામ અથવા ઇનસાન જાત તરફ થઇ શકતી હર કોઇ ભલાઇ મારે હમણાજ કરી લેવી જોઇએ. મારે તે કાલ ઉપર મુલતવી રાખવું નહિ જોઇએ અને તેવી કોઇ તક ગફલતથી ગુમાવવી નહિ

જોઇએ કારણકે ફરી એ રસ્તે જવું થશે નહિ. કોઇ એમ નહિ કહી શકે કે મારાથી કંઇજ થતું નથી. કેટલાંકોને તો એવી ઉમદા તકો છે કે જો તેઓ તે હાથ ધરતા હોય તો તેમનું તેમજ બીજાઓનું ઘણું ભલું થઇ શકે. થોડા વખતની વાત ઉપર યુરોપમાંનાં એક મોટા શહેરમાંનો એક શ્રીમંત પુરૂષ દેવાનો થઇ ગયો. તે બિચારો પોતાના ખીસામાં પુરતા પૈસા લઇ મોટા ઝવેરીઓની દુકાનપર જતો અને ધમધોકાર ખરીદી કરતો. ત્યાર પછી તે ખરીદેલી ચીજો માટે પૈસા આપતો અને છેલ્લે પેલી સઘળી ચીજો તથા પૈસા ત્યાંજ મુકી દુકાનમાંથી નાશી જતો. એજ પ્રમાણે કેટલાકો પોતાની સઘળી તકો ગુમાવે છે અને ભલતી ચીજોની પુઠે દોડે છે.

કેટલાકો એવું સમજે છે જે આપ્યાથી આપણાંમાંનું ઓછું થશે જયારે બીજાઓ કંઇ પણ સારૂં કામ એવા ધોંધાટથી અને કઢંગી રીતે કરે છે જે તે કામની સઘળી ખુબીનો નાશ થઇ જાય છે. બન્ને વાતો કેવી ભુલભરી છે તે નીચલી વાર્તા પરથી માલમ પડશે. એક વખત એક ખેડુત હતો જે લાંબો વખત મહેનત કરી જઇફીની ઉમરે

પુગ્યો હતો. જયારે તેની મીલકત પોતાના બે છોકરાઓને આપી જવાનો વખત આવ્યો ત્યારે તેણે તેમને કહયું "તમારે આપણા ખેતરમાં ઉગતો અનાજ દર સાલ સરખે હીસ્સે વહેંચી લેવો." એ વાત તેના બેઉ છોકરાઓએ કબુલ રાખી—વડો જે કુટુંબવાળો હતો તેણે અને નાનો જે હજી એકલો હતો તેણે.—આખરે વરસ પુરૂં થતાં અનાજની કાપણી કરવામાં આવી અને તેમાંથી બે સરખા ભાગ કરી ખેતરમાં બાજુ બાજુએ મુકવામાં આવ્યા. રાત્રે બીછાને જતાં મોટા ભાઇને વિચાર આવ્યો જે હું વડો છું અને કુટુંબવાળો છું માટે મારે કશી ચીંતા નથી, પણ મારો ભાઇ નાનો છે અને એકલો છે, માટે એ કાંઇ વાજબી વાત નહિ કહેવાય કે મારે પણ એના જેટલુંજ લેવું જોઇએ; એને કાંઇ વધારે મળવું જોઇએ. પણ એ રીતે તે ખુલ્લું કહેતાં શરમાયો. તેથી તેણે મધરાતે ખેતરમાં જઇ પોતાના હીસ્સામાંથી કેટલુંક કાઢી પોતાના ભાઇના હીસ્સામાં ઉમેર્યું. બીજે દીવસે નાના ભાઇને વિચાર આવ્યો જે હું નાનો છું અને એખલો છું એટલે મારે કશી ચીંતા નથી, પણ મારો મોટો ભાઇ કુટુંબવાળો છે માટે એ કાંઇ વાજબી નહિ કહેવાય કે મને પણ એના

જેટલુંજ મળે, એને વધારે મળવું જોઇએ. એવા વિચારપર આવવાથી તથા તેમ ખુલ્લું કહેવાને નહિ બનવાથી તેણે પણ પેલાની માફક ખેતરમાં જઇ પોતાના હીસ્સામાંનું કેટલુંક કાઢી પોતાના ભાઇના હીસ્સામાં ભેળી નાંખ્યું. અને **એવું બન્યું જે જેટલું એક જણે પોતાનામાંથી આપ્યું તેટલુંજ તેના હીસ્સામાં પાછું આવ્યું** અને બંને ભાઇઓ ત્રીજે દીવસે પોતાના હીસ્સા સરખા જોઇ ઘણા વિચારમાં પડયા અને ફરીને પાછો પોતાના વિચારને અમલમાં મુકવાનો ઠરાવ કર્યો; જ્યાંસુધી કે એક રાત્રે તેઓ બેઉ જણા ખેતરમાં મળી ગયા, અને સઘળો ભરમ ખુલી ગયો. સઘળા મોટા ધર્મો આ બાબદપર મલતા છે. હિંદુ ધર્મમાં તમો જોશો કે દયા ધર્મનું મૂળ છે અને ખ્રીસ્તી ધર્મનો એક ઉપાધ્યો નીચે પ્રમાણે કહેછે. "જો કે હું માણસોની અને ફરેસ્તાઓની ભાષા બોલું અને મારામાં પ્રીત નહિ હોય તો હું એક અવાજ કરતાં ઢોળ અથવા ખણખણાટ કરતા ઝાંઝની માફક છું; અને જોકે મારામાં ભવિષ્ય જ્ઞાનની બક્ષેશ હોય અને સઘળા ભેદભરમ સમજતો હોઉં અને મારામાં સઘળું જ્ઞાન હોય, અને વળી

મારામાં એવું યકીન હોય કે મારે કહુવે પહાડ તેની જગોએથી હઠે અને જો મારામાં પ્રીત નહિ હોય તો હું કશા કામનો નહિ; અને જો કે હું મારી પાસનું સઘળું વેચી ગરીબોને ખવાડું અને ધર્મને ખાતર બળી મરૂં અને મારામાં ખરો પ્રેમ નહિ હોય તો તેમાં મારૂં કશું વળ્યું નહિ."

હવે સવાલ એ નીકળે છે જે આપણી આસપાસ જે મામલો જોઇએ છીએ તે ઉપરથી લોકો મોટે ભાગે એમજ સમજીને ચાલે છે કે કેમ? ખચીતજ નહિ. આપણે રોજ જોઇએ છીએ જે સુરજ પૂર્વ દીશા તરફથી ઉગી પૃથ્વીની આસપાસ ફરી પશ્ચીમ દીશાએ અસ્ત પામે છે. આજે ફક્ત ગુજરાતી શીખતો કોઇબી છોકરો તમોને કહુશે કે એ કાંઇ ખરી બીના નથી. ખરૂં જોતાં તો પૃથ્વી તેની ધરીપર પશ્ચીમથી પૂર્વ દીશા તરફ ફરે છે તેથી એવો દેખાવ થાય છે. તેજ પ્રમાણે આપણે કેટલીક ચીજો જોઇએ છીએ જે મોટી દેખાય છે, પણ ખરૂં જોતાં તેમ નથી. આપણે તેવી ચીજોને એક પછી એક લઇએ ને ખરી ચીજ સાથ સરખાવી જોઇએ કે તરતજ તેઓનું ઉતરતાપણું જણાઇ આવશે. દુનિયાની

નજરે વિદ્યા હુન્નર, માન અકરામ, ધન દોલત વધારે મોટાં દેખાયછે. આપણે પહેલાં જોઇએ જે વિદ્યા હુન્નર કરતાં એ વાત કેવી રીતે વધારે મોટી છે. એક ચીજ બીજી કરતાં વધારે સારી છે તેની મુખ્ય તપાસ (test) એ છે જે વધારે સારી ચીજ વધારે નીભે એવી હોવી જોઇએ. હવે વિદ્યા હુન્નરથી મળતી કીર્તિ કંઇ એવી નથી કે સદા નીભે. વિદ્યા હુન્નર તો હમેશાં આગળ વધતાં જાયછે. ધારો કે આજે તમારામાં એક શીખેલો ને ઘણો કુશળ ડાકટર હોય, પોતાના ધંધામાં ઘણી નામના મેળવી હોય, પણ ઘણું બનવાજોગ છે જે થોડાંક વરસ જતાં કોઇ બીજો નીકળી આવે જે સઘળી છેલ્લામાં છેલ્લી શોધોથી માહીતગાર હોય અને જોઇએ તેવી જાતીહુશીયારી-વાળો હોવાથી પહેલાને તદન ઢાંકી નાંખે. જ્યાં તમે એક નામ લેતા હતા ત્યાં બીજાનું નામ બોલાવા માંડે અને તેમ કરતાં પેલા બીજાની કીર્તિના દીન શરૂ થાય. પણ હવે એક બીજો દાખલો લેઓ. આપણે અશો જરથોસ્ત વિષે વાંચ્યું છે જે જયારે તે જનમ્યો ત્યારે સઘળી ખુદરતનો ઘણો રળીઆમણો દેખાવ થઇ રહયો. નદી, નાળાં, ખુદરતની રોશની તથા ઝાડ પાન સઘળા તે વખતે કંઇ અજબ

રંગરૂપથી દીપી રહ્યાં હતાં. આજે પણ જયારે મરહુમ ડાકટર બાહાદુરજીનું નામ દેવામાં આવે છે ત્યારે સઘળા જરથોસ્તીઓનાં હૈયાં તેણે કીધેલી ભલાઇની યાદમાં ખુશાલીથી ધપકે છે. જો આપણી નજર આગળ ગુજારેલી જીંદગીમાં કોઇબી એક આપણને નકલ કરવાને માટે સૌથી વધુ અનુકુળ પડે એવી હોય તો તે એ નરની જીંદગી છે. એ વિષે વધારે બોલવું એ અશોઇ અને પ્રીત તે શું એની વધારે સારી સમજ આપવા જેવું છે. એ જીંદગી પરથી માલમ પડશે જે એક સારી જીંદગી ગુજારવી એ કંઇ રાજા પાદશાહની કે મોટા ગુરજ ફેંકવાની વાત નથી કે તે ચોક્કસ માણસોથીજ થઇ શકે, પણ દરેક જણ પોતાની હાલતમાં પોતાની ફરજો સૌથી સારી રીતે બજા લાવે તેથી વધુ કંઇ નથી. એ નરના વિચાર, વચન અને કામોનો એક સારો ખ્યાલ મેળવવાને આપણે તેમની જીંદગીના અહેવાલની ચોપડી ("ડાકટર બાહદુરજી"..... લખનારાં એ પારસી બાનુઓ) વાંચવી જોઇયે. પહેલા પ્રકરણમાં નીચલાં વાકયો આપણું ધ્યાન ખેંચે છે. "નાના કેખશરૂને બચપણથીજ પોતાનાં નમ્ર ખવાસનાં માતાપર અત્યંત હેત

હતું. તેવણનો પડયો બોલ ઉંચકવા અને ઘરના કામકાજમાં તેવણને મદદ કરવા આ ભવિષ્યનો સેતારો હમેશાં તૈયાર હતો. આજકાલના નાના છોકરાઓમાં તરેહવાર જાતના મરડાટ જોવામાં આવેછે, તેઓથી આ તો થાય નહિ, પેલું કરે તો ખરાબ લાગે અને ફલાણું કરે તો સુધરેલામાં નહિ ખપે. આ જાતની શીશાચારી પેહલેથીજ કેખશરૂમાં જોવામાં આવી નહોતી, અને તેવણની અંતની ઘડી સુધી તેવણનાં આ સાદાં સલુકો ચાલુ રહ્યાં. ભાઇ બહેનો પર બી નાનપણથી તેવણનો ઘણો જીવ હતો અને પહેલેથીજ તેઓ તરફ તેવણ ભાઇ કરતાં બાપનો વગ વધારે ચલાવતા હતા." બીજા પ્રકરણમાં તેવણે ઇગ્લાંડમાં ગુજારેલી જીંદગી વિષે બોલતાં લખનારાં કહેછે: "યુનીવરસીટીની આવી ઝલકતી કારકીર્દી સાથે તેવણે ઘણી નમુનેદાર ખાનગી જીંદગી ગુજારી હતી. તેવણ ઘણા સાદા પોશાકમાં ત્યાં ફરતા હતા અને નીતીના રસ્તાથી જરા પણ વેગળા ગયા હતા નહિ. આજ કાલ દેશી માબાપો પોતાના છોકરાઓને કેળવણી આપવા માટે ઇગ્લાંડ મોકલવા ડરેછે. કારણકે ઘણાએક દાખલાઓમાં એવું બન્યું છે કે કેળવણીના બળથી

મગજ ઉપર ફાયદો કરી નીતીની ટોંચપર ચઢવાને બદલે તેઓ તેથી ઉલટીજ અવસ્થામાં પાછા ફરે છે, પણ ડા. બાહદુરજી તેઓમાંના એક હતા કે જેવણ પોતાના જ્ઞાનનેજ નહિ પણ નીતીને બી મક્કમ પાયા પર સ્થાપીને પાછા ફરયા હતા.” ત્રીજા પ્રકરણમાં આપણે વાંચીએ છીએ “દુનિયામાં કેટલાંક માણસો ઘણાં નાનાં દીલ અને નાનાં મગજનાં હોય છે. એવી જાતનાં માણસો કાંઇ સારાં કામમાં પણ બીજાઓએ મેળવેલી ફતેહને કાંઇ મોટા ગુનાહ મીસાલ ગણે છે. બીજાઓની વખાણ તેઓથી સંભળાઇ શકાતી નથી, ખાસ કરીને તે શખસ જ્યારે તેઓનો ધંધાદારી ભાઇબંધ હોય છે ત્યારે. તેઓ એક પરભારા શખસની ખામીઓ માફ કરે છે, પણ પોતાનો ભાઇબંધ પોતા કરતાં કંઇ વધારે ભલું કામ કરે તે તેઓ દેખી શકતા નથી. નાના માણસો પોતાના ભાઇબંધોની અદેખાઇ કરે છે, પણ ખરેખરા મોટા માણસો તેઓને ચાહે છે અને મદદ કરે છે. આપણા ડાકટર બાહદુરજી છેલ્લામાંના એક હતા. તેવણે પોતાના આ ઉમદા ખવાસથી ઘણાએક નાના ડાકટરોને પોતા સાથ ફેરવી વધારી આપ્યા છે અને તેઓ હજી સુધી

તેમને એહસાન સાથ યાદ કરે છે."

ચોથા પ્રકરણમાં તેવણે રાજાબાઇ ટાવરવાળા ગમખાર બનાવની વખતે પેલી બે સતીઓની આબરૂના બચાવમાં બજાવેલી સેવાની યાદ આપી છે; પણ જે મોટી અને નહિ ભુલાય એવી સેવા એ નરે આપણી કોમને માટે કરી તે આગળ ચાલતાં આવે છે. "આવા નાશભાગ, ધ્રુજારા, અકલાત અને માહેતમના વખતમાં ભલા જવાન ડા. બાહદુરજીએ જે હીંમત બતાવી હતી, જેવી રીતે પોતાની ફરજ અદા કીધી તેનાં જેટલાં વખાણ ગાઇએ તેટલાં થોડાં છે. તેવણે કીધેલાં કામોથી ફકત તેવણની કોમજ નહિ પણ મરકીના હુમલા તળે કચડાઇ ગયલી આખી મુંબઇની પ્રજા તેવણનો જેટલો ઉપકાર માને તેટલો થોડો છે. આસપાસનો સંતાપ જોઇને તેવણના દીલમાંની ઉમદામાં ઉમદા લાગણીઓ ઉશકેરાઇ અને પોતાના ધંધાના દરેક બોલ અને લાગણીને સાચ્ચા નીવડીને પોતાના શરીરના સઘળા સ્નાયુઓ આ કામમાં રોકી દીધા. "પારસી આસ્પીતાલ" એ ગોયા ડા. બાહદુરજીનું બચ્ચું હતું. તે વિષેનો વિચાર તેવણનાજ મગજમાં પહેલો ઉત્પન્ન થયો હતો. તેવણેજ તેને શરૂ કીધી, અને આખી માંડી

આપી. તેવણેજ છેલ્લે સુધી નીભાવી, તથા પારસી સખાવતી દીલગુરદો અને દીલસોજી પણ તેવણેજ પોતાની મીઠી જબાન અને ઉલટથી ખેંચી શકયા હતા. તેવણુની મહેનતથી પારસી પંચાયતે આ કામ માથે ઉઠાવી લીધું અને થોડાંજ અઠવાડીઆંમાં તો પારસી આસ્પીતાલ જાણે કેટલાંક વરસોની હોય તેમ મચી રહી. વળી ડા. બાહદુરજીએ આ કામ માથે ઉઠાવી લઇને પોતાના દેશી ભાઇબંધોને દેખાડી આપ્યું જે તબીબી ફરજ કેટલી ઉમદા છે અને તે કેવી રીતે બજાવવી જોઇએ, દુખ્યારાંઓનાં દુઃખ કેવી રીતે ટાળવાં જોઇએ.'' આ સઘળું વાંચતાં એવો વિચાર તુરત તેમને આવશે કે એ બધું શાના પ્રતાપથી હતું તેનો કંઇ ભેદ મળશે ? એનો જવાબ કાંઇ મુશકેલ નથી. છેલ્લાં પ્રકરણમાં ખાનગી જીંદગી અને ગુણો વિષે કહ્યું છે તેમાંનાં નીચલાં વાકયો એ વાતની સમજ આપશે. એ બોલોમાં કહીએ તો "ખરી કેળવણી" જેની આજે ખરી ખોટ છે. તેવણે પોતાના એક હીંદુ મીત્ર ઉપર લખેલાં એક કાગળમાંથી આપણને તે વાતનો ખરો ભેદ મળશે. "જરથોસ્તમાં એક ખરા સારા માણસના ભલા ગુણો હતા. ના એટલુંજ નહિ

પણ તેનામાં ઉંચી શકિતવાળો આત્મા હતો. આખી માણુસજાતનું અને નહિ કે તેના થોડા ભાગનું ભલું કરવું એ તેનો ખરો હેતુ હતો. જો કોઇબી વેળાએ કોઇએ ખરી રીતે ભલું કરવાનો વિચાર કીધો હોય તો તે જરથોસ્ત હતો. તેણે ખરે રસ્તે ખરૂં પગલું ભર્યું હતું. તેને પોતાના ભાઇબંધો અંધારામાં ગોતાં ખાતા અને મૂર્તિ પુજામાં દબાયલા માલમ પડયા. તેણે જોયું કે તેઓ ભયવાળા રસ્તાપર ચાલતા હતા અને પોતાનો ખાડો પોતેજ ખોદતા હતા. આ ખાડામાંથી બચાવીને સીધે રસ્તે મુકવા તેણે તેઓને ધર્મ આપ્યો. ધર્મ એટલે હું એમ સમજું છું જે જે ચીજ તમુને તમારી ફરજો સાથે બાંધે છે તે જયારે તમો તમારી ફરજો બજાવો ત્યારે તમે ખરે રસ્તે ચાલ્યા એમ ગણાય. જરથોસ્તના વખતમાં લોકો આડે માર્ગે ગયાં હતાં એટલે કે તેઓ પોતાની ફરજો બરાબર બજાવતાં ન હતાં અને જરથોસ્તે પોતાની ઉમદા મનશકિત અને પવિત્ર જ્ઞાનથી તેઓને ફરજ વિષેની સમજ આપી. તેણે પોતાનાં ડાહપણ અને અકકલથી અંધારાનો પડદો જેની પાછળ અસલી ધર્મનાં ફરમાનો જાલવેલાં હતાં તે ફાડી નાખ્યો. તેણે ફરજને વધારે સુધરેલા પોશાકમાં પોતાના ભાઇબંધો

આગળ રજુ કરીને સાધારણ બુદ્ધિના માણસો સમજી શકે તેવી કીધી. તેણે આપેલી સમજ હું થોડા બોલોમાં સમજાવીશ. તમારા તન, અને મન, તમારી અંદરની અને બહારની બાજુઓનો, તમારા દરેક સ્નાયુઓનો ઘણોજ તંદરોસ્ત રીતે અને તદન ખરી રીતે ઉપયોગ કરવો. અમારા ધર્મની બારીકીઓ એમાંજ સમાયલી છે કે જે બારીકીઓને હમણાં ઉધરતી ઓલાદ અજ્ઞાનપણામાં હસી કાઢે છે. તોબી હું ખુશી છું જે સુધરેલા જમાનાની શોધ-ખોળથી જરથોસ્તના કેટલાક હસી કઢાયલા ફરમાને માણસનાં ભલાં માટે ઉપ્યોગી સ્વીકારવામાં આવ્યા છે. જરથોસ્ત જે આપણો પીતા, ફીલસુફ અને બોમ્યો હતો તેની જીંદગીની મુખ્ય નેમજ માણસ જાતનું ભલું હતું. સુધડાઇ સ્વચ્છતા એ ખોદા પરસ્તીથી ઉતરતુ આવે છે અને અમારી ઝંદ અવસ્તાના ત્રણ કલામો મનશની, ગવશની અને કુનશનીમાં જેવી રીતે આ અસલી કહેવત સમજાવવામાં આવી છે તેના કરતાં કયે બીજે ઠેકાણે તે વધારે સરસ રીતે સમજાવવામાં આવી હશે ?" આ સઘળાના પ્રતાપે આગળ આપણે જોયું તે બધું હતું. એ નરની કિર્તિ જયાંસુધી પારસી કોમનું નામ રહેશે, ત્યાંસુધી રહેશે અને

તે નહિ કે વિદ્યા હુન્નરના સબબથી, પણ તેનાં ભલાં કામોના સબબથી. એ રીતે આપણે જોયું કે વિદ્યા હુન્નર કરતાં પ્રીત અથવા પ્રેમ કેટલો શ્રેષ્ટ છે.

હવે કોઇ બીજી ચીજ, ધારો કે ધન દોલત ને પ્રીત સાથે સરખાવીએ. જે માણસને ઇશ્વરે દોલત આપી હોય અને તેની સાથે તે દોલતને સમાર્ગે કામે લગાડવાની તેનામાં બુદ્ધિ હોય તેને ભાગ્યશાળી કહેવો, કારણ કે તેને માણસજાતનું ભલું કરવાનો એક ઉપાય હાથ લાગ્યો છે. એવી રીતના આપણામાં જે નેક નરો થઇ ગયા તેઓ પોતાનાં ભલાં કામોના પ્રતાપથી હજી જીવત જેવા છે. જેઓમાં આપણે સર જમશેદજી જીજીભાઇ, જીજીભાઇ દાદાભાઇ, બેરામજી જીજીભાઇ, ફરામજી કાવસજી, સર દીનશાહ પીટીટ વગેરેનાં નામો યાદ કરી શકીએ; પણ તેજ વખતે થઇ ગયલા બીજાઓ જેઓ પાસે પણ મોટી દોલત હતી પણ જેઓએ પોતાનો સઘળો વખત વડાઇ કરવામાંજ કાઢયો ને બીજું કંઇજ નહિ કીધું, તેઓના મોટા બંગલામાં અને હોલોમાં આજ પરજાત વસેલી છે અને ઘણાકોનું તો કશું નામનીશાન રહયું નથી. ફકત પૈસાથીજ સુખ છે એમ કોઇ પણ સમજુ

માણુસ માનતું નથી. જેમ દુ:ખ પૈસા વગર છે તેમ પૈસા છતાં પણ છે. પૈસાવાળાના સુખનો ફક્ત બહારનોજ દેખાવ આપણે જોઇએ છીએ. કમાગેં મેળવેલી દોલત રાખવાની તથા વધારેને વધારે મેળવવાની ચીંતાઓ તેને માથે કેવી ભમે છે તેનો ખ્યાલ બધાઓને આવી શકતો નથી. એક વખત એક સંતોષી માણુસ એક ઠેકાણેથી જતો હતો જ્યાં ઘણી જાતની ચીજો વેચવા મુકી હતી. સઘળું જોઇને તે બોલ્યો "અરે ખુદા દુનિયામાં કેટલી ચીજો છે જેની મારે કશી જરૂર નથી." આપણે હંમેશ ઘણી ચીજોની પુઠે દોડીએ છીએ, જેની ખરૂં જોતાં આપણને કશી જરૂર નથી. એક ઠેકાણે કહયું છે તેમ જો એક માણુસ પાસે બેઉ દુનિઆ હોય અને પોતે ગુમરાહ હોય તો પછી તેનું વલ્યું શું ?

કોઇ એક બીજી ચીજને હવે પ્રીત સાથે સરખાવીએ. ધારો કે તંદરોસ્તી અથવા ફક્ત અંગબળ. એ વાતને ઘણી ટુંકમાં પતાવી શકશું. જીંદગીની લડત માટે તંદરોસ્તીની ઘણીજ જરૂર છે ને તે સાચવવી જોઇએ એ વાત કોણ ના પાડી શકે ? પણ જો મનની કે આત્માની જાલવણીપર ધ્યાન આપ્યા વગર ફક્ત શરી

રનોજ ખ્યાલ કરવામાં આવે તો પાયાવિષે કાળજી કરવા વગર ઇમારતની રોણકને માટે મહેનત લીધેલી કહેવાય. એજ પ્રમાણે બીજી ચીજોનું ઉતરતાપણું પણ દેખાડી શકાય. હવે જયારે આપણે જોયું જે એ ચીજ એવી ઉમદા છે ત્યારે ખુદરતી રીતે વિચાર આવે છે જે એ આપણામાં કેમ લાવી શકાય ? **પહેલો અને મુખ્ય રસ્તો ભક્તિ છે. સદ્ ભક્તિથી જેવો પ્રીત અને પ્રેમ પેદા થાય છે તેવો બીજે કોઇ રસ્તે થતો નથી.** અહિંઆ ભક્તિનો અર્થ ભણવાનું, બંદગી એવો થાય છે. પણ "પેદા થાયછે" એ શબ્દ પર જરા ધ્યાન આપવાનું છે. જે અર્થે આપણે કોઇ નર પેદા થયો એટલે જનમ્યો એમ બોલીએ છીએ તે અર્થે અહીં એ શબ્દ વપરાયો નથી, કારણ અશો જરથોસ્ત કહે છે "ભલો અને ભુંડો સ્વભાવ તો સઘળામાં છે પણ જે કોઇ મારી અવસ્તા વાંચે અને તે પ્રમાણે ચાલે તે છુટકારાનો માર્ગ પામે." એ ઉપરથી દેખાઇતું છે જે એ આપણા સઘળામાં પહેલેથી છેજ, ફકત વાત તેને ખિલવવાની છે. એ કાંઇ બહારથી મેળવવાનું નથી. તેમજ એથી ઉલટું જે ક્રોધ તે પણ છે. આપણું કામ, જે ખોટું

છે તે જેમ બને તેમ ઓછું કરી સમુળગું કાઢી નાંખી જે સારૂં છે તેને પુરેપુરી રીતે ખિલવવાનું છે. તે માટે એકજ માર્ગ છે. કોઇ એવાની મદદ લેવી જોઇએ કે જેનામાં એ સંપુર્ણ રીતે હોય અને એથી જે ઉલટું તે બીલકુલ હોયજ નહિ. તે કોણ ? અહુરમજદ ! અહુરમજદ કહે છે "અશો નામ મારૂં છે, સંપુર્ણ અશોઇ નામ મારૂં છે, અને વળી ફાયદેમંદ નામ મારૂં છે અને પુર ફાયદેમંદ નામ મારૂં છે." માટે અહુરમજદની બંદગી એ એક રસ્તો છે. અહુરમજદ યશતમાં આપણે વાંચીએ છીએ કે જરથોસ્તે અહુરમજદને પુછયું જે માંથ્ર સપેન્તનો કયો ભાગ સઉથી વધારે હીમત આપનારો, ફતેહ આપનારો, ખોરેહમંદ તથા અસરકારક છે તથા કયો ભાગ મનને ઘણો પહોંચનારો, તંદરોસ્તી આપનારો તથા જીવને વધુ પાક કરનારો છે. ત્યારે અહુરમજદે જવાબ આપ્યો કે તે હમો અમશાસ્પંદોના નામ છે. "અએ જરથોસ્ત ! ઇજશને કરવાને માટે લઇ ગયલી ભેટોથી દહાડો અને રાત તુંએ મને ઇજવો જોઇએ. હું જે અહુરમઝદ તે તારી મદદ તથા ખુશીને માટે આવશ, જે ભલો તથા અશો સરોશ તે તારી મદદને

માટે તથા ખુશીને માટે આવશે તથા પ્રાણીઓ, અરવરો અને અશોના ફ્રેરોહરો તારી મદદને માટે આવશે." અહીંઆ અહુરમઝદ તરફથી આપણને એક ખુલ્લું વચન આપવામાં આવે છે કે જે કોઇ તેના હુકમ પ્રમાણે ચાલીને તેના નામની યાદ કરનારો થાય તેની હર કોઇ મુશ્કેલી દુર થાય અને હરકોઇ મુરાદ બર આવે. એ કંઇ પેટંટ દવાની જાહેર ખબર નથી કે તેમાં કંઇબી કહેવામાં આવે; દરરોજ સેંકડો માણસો પોતાનો રસ્તો પછી તે ગમે તેવોબી મુશ્કેલ હોય તે છતાં એજ વાત ઉપર મુસ્તકીમ રહીને કાપતાં જાય છે. શું કરવું અને શું નહિ તેનો અખત્યાર આપણાજ હાથમાં છે પણ અહુરમજદની મદદ વિના આપણે કોઇ ચીજ કરી શકતા નથી. જેમ બતીને તેલ જોઇએ, જેમ આપણા શરીરને ખોરાક જોઇયે જેમ ઝાડ પાનને પાણી તથા તડકો જોઇયે તેજ મીસાલ આપણા આત્માને ભકિતની અગત્ય છે. ગાથામાંના નીચલા ફકરા એ બાબદમાં ટાંકી શકાય "જયારે તારા જેવાની બંદગીની જરૂર છે ત્યારે અએ અહુરમજદ તારા જેવો એક દોસ્ત મારા જેવા એકને હર વખતે મદદ આપવાને માટે તે નમાજ બાએ શીખવે તો સારૂં" (ઉસ્તવદ ગાથા)

"અગરજો તું અએ અહુરમજદ ખરેખર એ પ્રમાણે રાસ્તી તથા નેક મનશનીને લીધે છે તો આએ દુનિયામાં તમામ જીંદગી ગુજારવા બાએ એવી બસારત કર કે જેથી વધારે ભક્તિભાવથી તારી પરસ્તેશ કરનાર તથા તારી કીર્તિ ગાનાર તરીકે તારી નજદીક પહોંચું" (અહુનવદ ગાથા). ભકિતના જોરથી આપણે સાધારણ રીતે માનીએ છીએ તે કરતાં ઘણું વધારે થઇ શકે છે. એક ઘરડા માણસની વાતમાં આપણ વાંચીએ છીએ કે તેણે પોતાના છોકરાઓને કહયું જે તેણે ખેતરમાં ધન દાટયું હતું. તેઓએ ખેતર ખોદવું અને તે શોધી કાઢવું. હવે જોકે જેમ તેણે કહયું હતું તેમજ તેઓએ કીધું પણ તેઓને ધન મળ્યું નહિ પણ તેમની મહેનતનો બદલો બીજી રીતે તેમને પુરતો મળ્યો, તે પ્રમાણે આપણે પણ જે ચીજો માગીયે છીએ તે કોઇ વખત નથી મળતી તે છતાં ખુદા જે આપણે માટે વધારે સારૂં શું તે આપણા કરતાં બહેતર સમજે છે, તે આપણને આપણી બંદગીના જવાબમાં બીજી ઉમદા બક્ષેશો આપે છે. જેઓ આપણી અવસ્તાની ખુબી જાણે છે તેઓ કહે છે જે આપણી માથ્રવાણી કાંઇ પણ સારી ચીજથી ખાલી નથી. હરકોઇ વાજબી

ઇચ્છા બર લાવવાની તે ખરી કુંચી છે અને તે કામે લગાડવાનું આપણા હાથમાં છે. બંદગીની અદબ તથા ગંભીરતા આપણા લોકો સારી રીતે સમજતા નથી એવી ફરીયાદ ઘણી વખત થવા છતાં હજી કાંઇ સંતોષકારક સુધારો થતો નથી એ દલગીરીભર્યું છે. આપણે અહુરમઝદ તથા તેના યઝદ, અમશાસ્પંદોની બંદગી કરીએ છીએ એટલે તેટલો વખત તો તેઓ ખસુસ કરીને આપણી સનમુખ અને આપણે તેઓ સનમુખ હૈયે છે એ દેખઇતું છે, છતાં તેટલો થોડો વખત પણ આપણે મનને શાંત રાખી શકતા નથી. કોઇ વખત તો થોડુંક ભણ્યા પછી આપણે વિચારમાં પડીએ છીએ જે જેટલો ભાગ આગળ ભણી ગયા તે બરાબર જોઇએ તેમજ ભણાયો કે નહિ તે વાત તપાસીયે તો માલમ પડશે કે મન ભમતું હોવાથી આપણી બંદગી અધુરી થઇ અને એ રીતે એક બંદગી જે આપણા મન અથવા અંતઃકરણને કબુલ નહિ તે ખુદાને કબુલ કરવા કહીએ છીએ. એક લખનારો કહે છે કે જેવી શાંતી જે પહાડો અને તળાવો આગળ કમળનાં ફૂલો ખીલે છે ત્યાં હોય છે તેવી શાંતી ભણતી વખત આપણા

મનને હોવી જોઇએ. ઘણા લોકો એમ સમજે છે જે કોઇ પણ માણસ પોતાનું મન શાંત રાખી શકતું નથી વાસ્તે આપણે પણ તેવાજ હોઇએ તો ખોટું શું ? એ વાત ભૂલભરી છે. એ બાબદ તો અસલ વખતથી ચરવાતી આવી છે. કોઇ એકજ રીતે મનની શાંતી થતી નથી પણ નીતીની બાબદમાં સર્વે વાતે વધારે સુધારો થતાં ક્રિયાકર્મમાં વધારે ચોકસાઇ રાખ્યાથી તથા ચાલુ મહાવરાથી તે વધે છે. આપણે કેટલું ભણીએ છીએ તે ખુદા જોતો નથી પણ કેવી દીલસોજીથી ભણીએ છીએ તે વધારે જોયછે. અને યાદ રાખવું કે જ્યાંસુધી ભક્તિના ફાયદા પર આપણું યકીન એટલે શ્રધ્ધા બરાબર આવે નહિ ત્યાં સુધી ભક્તિ ફળદાતા થાય નહિ. જ્યારે જે ચીજો શરીરના ફાયદાને માટે લેવામાં આવે છે તે જો ખાતરીથી અને ખુલ્લા દીલથી લેવામાં આવતી નથી તો ફાયદો થતો નથી, ત્યારે ભક્તિ જે આત્મા તથા મનના ફાયદા માટેની ને જેની ક્રિયા વધારે સુક્ષ્મ તે પુરા એતેકાદ વગરની હોય તો કેમ ગુણ કરી શકે ? દરીયે કીનારે સાંજના ફરવા જવાના ફાયદા વિષે બોલતાં એક મીત્ર કહે છે "જ્યારે હું નાનો હતો ત્યારે એક

બેન્કમાં કલાર્કનું કામ કરતો હતો. Mail ને દીવસે એવી સખત મહેનત કરવી પડતી હતી કે સાંજના મોડેથી કામ પુરૂં કરી જતી વખતે હું રસ્તામાં ઠરાવ કરતો જે બીજે દીવસે રાજીનામું આપું. એવો વિચાર કરતો દરીયે કીનારે જતો અને ત્યાં એક કલાક બેસવા અથવા ફરવા પછી જીવને એવી રાહત મળતી કે બીજે દીવસે કામ ઉપર જવાની સઘળી શકિત પાછી આવતી.” એજ પ્રમાણે આપણે પણ કોઇ વખત સંસાર કે કામકાજની જંજાળથી એવા નાસીપાસ થઇ જઇએ છીએ જે આપણી અક્કલને રાજીનામું આપવા તૈયાર થઇએ છીએ પણ એવામાં ભકિત મદદે આવે છે ને સઘળાંનો રૂપરંગ બદલી નાંખે છે. જે સઘળું કાળું જણાતું હતું તે હવે ખુલ્લું તેના ખરા રૂપમાં જણાય છે અને ગયલી હીંમત પાછી આવે છે. કોઇ કહેશે કે અમે ભણુવાનાનો અર્થ સમજતા નથી એ અમારા રસ્તામાં એક મોટી મુસીબત છે. તેનો જવાબ એ કે તમે ધારોછો તેટલી તે મોટી નથી. આપણી નાની મોટી સઘળી અવસ્તાના ઘણા સારા ગુજરાતી તરજુમા થયલા છે તે વાંચતાં કંઇબી મુસ્કેલી વગર આપણે સમજી શકીએ છીએ જે આપણા ભણુતરોમાં

આપણે અહુરમજદ તથા તેના ઇજદ અમશાસ્પંદોની યાદ કરીએ છીએ. આપણા ગુનાહ તથા કસુરો માટે માફી ચાહીએ છીએ ને બનતાં સુધી તેવી વાતોથી દુર રહેવાનું વચન આપીએ છીએ. ત્યાર પછી ભલા માર્ગપર ચાલવાની કબુલાત આપીએ છીએ અને તેને માટે તેઓ પાસ શકિત માગીએ છીએ. ખુદાની મદદ માગતાં આપણે સાથે સાથે તેની ખુલ્લી રીતે મોટા ફાયદા કરનારી નુરી ચીજો ખોરશેદ, માહ, અરદવીસુર વગેરેની સ્તુતી ગાઇએ છીએ અને તેમ કરતાં તેનો તેની સઘળી ભલાઇઓ માટે આભાર માનીએ છીએ. ગુજરેલાંઓ માટેનાં ભણતરોમાં તેમનાં ફરોહરોને બીજાં અશો ફરોહરોની સાથે યાદ કરીને તેમનાં રવાંનો માટે શાંતી ચાહીએ છીએ. ગાથામાં આત્માને ખુદાના નામની યાદની જે તરસ છે . છમાવવાને સૌથી સરસ ગાયણો છે. એ શિવાય બીજું ભણવાનામાં કાંઇ નથી એટલે જે માણુસ એ ખ્યાલો પોતાનાં મનમાં રાખીને ભણવા બેસે તેનું મન ભમવાનો કાંઇ ઝાઝો સંભવ નથી અને તેની બંદગી જોકે તે તેના બોલે બોલનો અર્થ સમજતો નથી તે છતાં તે કંઇ હલકા પ્રકારની નથી. એ પ્રમાણે એક ચીતે બંદગી કરી રહ્યા પછી જો કોઇ આપણો

સાધારણ ભાષામાં મન શાંત કરીને ખુદાને પોતાની ખાસ અરજગુઝારી કરે તો કશું પણ વાંધા જેવું નથી. ભક્તિની બાબદ એવી છે જે તે ઉપર જેટલા બોલ બોલાયા છે તેટલાં પાનાં સહેલથી લખી શકાય અને તે છતાં વાંચનારને કાંઇ ઝાઝો ફાયદો નહિ થાય. જે મુસાફરો Aurora Borealis જેવા ખુદરતના ઉમદા દેખાવો જોઇ આવ્યા છે અથવા "Descent from the Cross" અથવા "Last Supper" જેવાં ચીત્રો જોયાં છે તેઓ કહેછે જે એઓનું કંઇબી બયાન આપવું તદન નહિ બની શકે એવું છે. જેને ખરી ખુબી જાણવી હોય તેણે જાતે જઇને જોવું જોઇએ. એ વાત બંદગીની બાબદને પણ બરાબર લાગુ પડેછે, અને તેમાં આપણું વધારે ભલું છે. વાસ્તે હવે એ ઉપર વધારે બોલવા કરતાં બીજો એક રસ્તો જે આપણને કોઇની તરફ ખોટી રીતે વર્તતાં અટકાવે તે દેખાડેલો ઠીક પડશે. તેને Golden Rule એટલે સોનેરી ફાયદો કહે છે. તે અહુરમજદનું મુખ્ય ફરમાન છે. અહુરમજદે જરથોસ્તને કહયું "અએ જરથોસ્ત તું કદી કોઇ તરફ એવું કંઇ ના કરતો કે જે જો તારી તરફ થાય તો તારૂં દીલ દુખાય." બીજા બોલોમાં હમેશાં સઘળાં તરફ એવી

રીતે વર્તવું કે જેવી આપણી ઇચ્છા હોય કે તેઓ તેવાજ સંજોગો વચ્ચે આપણી તરફ વર્તે. એક વેળા ચઉદમો લુઇ રાજા બીછાને જતો હતો ત્યારે તેના એક માનીતા નોકરે કહયું "મને મારા એક સગા સાથે કોર્ટમાં ટંટો ચાલે છે જો તમે મારે માટે કંઇ ભલામણ કરો તો મારૂં કામ થાય" રાજા કાંઇ બોલ્યો નહિં. ત્યારે પેલાએ પાછી આ જીજી કરીને કહયું "સાહેબ તમારે ફકત બે બોલ બોલવાના છે." લુઇએ જવાબ આપ્યો, "તે માટે હું ગુંચવાતો નથી પણ મારે તુંને પુછવાનું જે જો તારો સગો તારી જગાએ હતે અને તું તેની જગોએ હતે અને તેના કહેવાથી હું તે બે બોલ બોલતે તો તુંને કેવું લાગતે?" પેલો નોકર કાંઇ જવાબ આપી શકયો નહિ અને વાત ત્યાંજ અટકી. શરૂઆતમાં જણાવ્યું તે પ્રમાણે આએ થોડીક લીટીઓમાં લખનારે પોતાનું કશું કહયું નથી જે કેટલીક નાની સારી વાતો તેણે જુદે જુદે ઠેકાણે વાંચી હતી તેનો અહીંયાં ફકત સંગ્રહ કર્યો છે. હવે કહેવાનું એટલુંજ કે "**જો તમો એવી વાતોથી વાકેફ થાઓ તો તમારૂં ખરૂં ભલું ત્યારેજ થાય કે જ્યારે તમે તે પ્રમાણે ચાલો.**"

[સમાપ્ત.]